શ્રી. જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા-પુસ્તિકા નં. ૪

# સાચી મજૂરચળવળનાં મૂળતત્ત્વો



ગાંધીજી



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ ૨



સંવત ૨૦૦૧ :: પ્રત ૨૧૦૦

બે આના

## વાચકોને

અમદાવાદમાં મજૂરમહાજનની જે દિવસોમાં સ્થાપના થઈ અને અમદાવાદના મજૂરોને પૂ. ગાંધીજીએ મજૂરચળવળની આગેવાની લઈ જે અમૂલ્ય માર્ગદર્શન કર્યું; તે પ્રસંગોએ અપાયેલાં કેટલાંક મનનીય વ્યાખ્યાનો આ નાની પુસ્તિકાદ્વારા મજૂરભાઈઓ સમક્ષ રજૂ કરવામાં આવ્યાં છે. મહાજનની સ્થાપના વેળાએ તથા બીજા પ્રસંગોએ જે સલાહ તેમણે આપી છે તે આજે પણ મજૂરભાઈઓ તથા મજૂરસેવકો માટે એટલી જ અમૂલ્ય, પ્રેરણાદાયક અને ઉપયોગી છે. કયા મૂળભૂત સિદ્ધાંતો ઉપર મહાજનોની રચના કરવી જોઈએ, કેવા કાર્યકર્તાઓની પસંદગી કરવી જોઈએ, માલિકો સાથેના સંબંધો કેવા હોવા જોઈએ તથા પોતાનું આંતરિક જીવન મજૂરોએ કેવી રીતે આદર્શ કરવું જોઈએ તે વિષે તેમણે આપેલી મહત્ત્વની સૂચનાઓ દેશભરના મજૂરો અને મજૂરકાર્યકર્તાઓને કાયમ માટે માર્ગ-દર્શક થઈ પડે એવી છે. મજૂરોની સેવામાં ઓતપ્રોત બનેલા મજૂરસેવકો અને પોતાનો ધર્મ સમજી જાગૃત બનેલા મજૂર-ભાઈઓ પૂ૦ ગાંધીજીના આ વિચારો ફરી ફરી વાંચી અમલમાં મૂકવા પ્રયત્ન કરશે તો તેમના ધ્યેય તરફની આગેકૂચ સરળ અને ઝડપી બનશે એવી અમને શ્રદ્ધા છે. આ પુસ્તિકા એ કાર્યમાં સહાયભૂત નીવડો.

આ પુસ્તિકા શ્રી. જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે.

અમદાવાદ,
તા. ૧૫-૩-૪૫

**શ્રી. જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટ**

મુદ્રક અને પ્રકાશકઃ—ત્રિભુવનદાસ ક૦ ઠક્કર
સસ્તું સાહિત્ય મુદ્રણાલય; રાયખડ—અમદાવાદ.

# ( ૧ )

[ મજૂરમહાજનની સ્થાપના સમયે થ્રોસલ ખાતાના મજૂરોની સભા સમક્ષ તા. ૨૫–૨–૨૦ ના રોજ અપાયેલું વ્યાખ્યાન ]

આજે આપણે અહીં ભેગા થયા છીએ તેનો હેતુ એ છે કે મજૂરોએ પોતાનું મહાજન સ્થાપવું અને તેના નિયમો તથા ઠરાવો પસાર કરવા.

## બંધારણનો હેતુ

આ કામ કરવા જતા પહેલાં મારે તમને કહી દેવું જોઇએ કે આ જે બંધારણ આપણે બાંધવા તૈયાર થયા છીએ તેના હેતુ શું છે તે બરાબર સમજી લેવાની જરૂર છે. બે કે ત્રણ વરસ પહેલાં પૂજ્ય અનસૂયાબહેને વણકરોનું મહાજન સ્થાપવાનો વિચાર કરેલો અને એ દિશાએ કંઈક કામ પણ શરુ કરેલું. પણ તે વેળાએ મારી સલાહ એવી હતી કે આ ભારે જોખમદારીવાળું કામ છે અને મજૂરોની સેવા કરવાના હેતુથી તેમાં આપણે ભળીએ તો પણ એ જોખમદારી પાછળથી બરોબર ઉપાડી ન શકાય તો એમાં મજૂરોની સેવાને બદલે તેમનું પાર વગરનું નુકશાન થઈ બેસવાનો વખત આવે. હું એમ પણ નથી કહેતો કે આજે મને એ ભય નથી. પણ હું જોઈ રહ્યો છું કે હિન્દુસ્તાનની દશા આજ કેટલેક દરજ્જે એવી બદલાતી જાય છે કે પોતાની દશા સૂક્ષ્મ રીતે જોઈ સમજી તેને સંભાળનારાં આવાં જ કંઈક બંધારણો જરૂરનાં છે. હું તમને સમજાવવા માગું છું તે એટલુંજ કે આપણાં **બંધારણોનો વહીવટ કરવા શુદ્ધ માણસો, શુદ્ધ હેતુવાળા ને કાર્યની પૂરી સમજણવાળા આપણી પાસે ન હોય તો તેઓ આપણા જ પગ ઉપર કુહાડારૂપ થઈ પડે.** આવા માણસો

આપણી પાસે ન હોય તો આપણે મહાજનની જંજાળમાં ન પડીએ. બે વરસ ઉપર મેં આમ જ કહેલું અને આજે પણ હું એ જ કહું છું.

## પોતાનું હિત સાચવો

અત્યારે આ દેશમાં મજૂરવર્ગમાં અનેક જાતની હિલચાલો ચાલુ છે. લડાઈ પછી અંગ્રેજો અને યૂરોપી રાજ્યોની પ્રજાવાળા બધા દેશોમાં એવો ખળભળાટ ચાલુ છે કે મજૂરો જો પોતાનું હિત ન જુએ, ન સાચવે તો કચડાઈ જાય. અત્યારે જે લોકો પ્રજા તરીકે ઊભા ન રહી શકે, બીજી પ્રજાઓ જોડે પોતાનો મેળ ન મેળવી લે તે ટકી ન શકે એવું છે. આજનું રાજતંત્ર જ એવું થઈ ગયું છે કે દરેકેદરેક માણસ તેમાં પોતાનો હિસ્સો ન આપે, પોતાનું હિત ન જાણે તો કચડાઈ જ જાય. આગળના વખતમાં એવું હતું કે રાજા શું કરે છે એ જોવાની, એનું નામ દેવાની પણ આપણને જરૂર નહોતી. વિઘોટી આપી દીધી, વખત આવ્યે હિમ્મતભર્યો જવાબ આપી દીધો, અગર લાંચ આપી વખત વટાવી લીધો એટલે બસ એવું હતું. અત્યારે એમ નીકળી જવાય એવું નથી રહ્યું. ઇચ્છાપૂર્વક કે આપણી ઈચ્છા વગર પણ રાજબંધારણ જોડે આજે આપણો સંબંધ જ એવા પ્રકારનો બંધાઇ ગયો છે કે જો આપણે તેમાં ઊંડા ઊતરીને આપણું જોતાં ન શીખીએ તો કચડાઈ જ જઇએ.

## નવા જમાનાને ઓળખો

આથી જ હું ધાર્મિક વૃત્તિનો અને રાજપ્રકરણી બાબતમાં જેને બિલકુલ રસ રહ્યો નથી એવો માણસ છતાં છેલ્લા કેટલાક મહિનાથી એમાં જ ગૂંથાઈ ગયો છું. આનું કારણ એટલું છે કે રાજપ્રકરણી બાબતમાં આવો ભાગ લીધા વગર આજે

હું મારો ધર્મ સાચવી શકું કે કેમ એ વિષે મને શંકા થઈ છે. અને આ વાત જ તમને હું સાદા શબ્દોમાં સમજાવવા માગું છું કે મજૂરવર્ગે પણ હવે પછી આ બાબતોમાં થોડો કે વધારે પણ જાતે ભાગ લીધા વિના ચાલી શકશે નહિ. પહેલાં આપણે આપણાં ખેતરો જાણતા, મિલો જ નહોતી, મિલમાલિકો નહોતા, એના કાયદાઓ નહોતા. આજે એ બધું આવ્યું છે તો એ શું છે તે જાણી લેવું જોઈએ. ધર્મના અને કુટુંબના પણ કાયદાઓ છે પણ આપણે તેને કાયદા નથી કહેતા. કારણ તેમાં સજા કે દંડ નથી થતાં. હવે એવો વખત આવ્યો છે કે એક જ માણસ આપણું ભલું નહિ કરી શકે. નુકશાન પણ નહિ કરી શકે. આપણે જ આપણાં કામો ચલાવવાં પડશે. આમાં એવું પણ બને કે સરકારમાં, ધારાસભાઓમાં આપણા તરફથી પ્રતિનિધિઓ જાય તે આપણે નામે આપણું ગળું કાપે. માટે આ કારણસર પણ આપણે આ બાબતો સમજતાં શીખવું પડશે.

## નવી તાલીમ

આપણાં છોકરાં આપણે કેમ ઉછેરવાં, તેમને શિક્ષણ આપવાની સગવડ કેમ ઓછી છે, અનાજના ભાવ કેમ વધે છે એ આપણે જાણવું પડશે. માતાઓ અહીંયાં બેઠી છે તેમણે પણ છોકરાં કેમ ઉછેરવાં એ શીખવું પડશે. નિશાળો થશે તેમાં ફરજિયાત છોકરાં મોકલવાનો પણ વખત આવશે. માટે આ બધું કેવી રીતે આપણા ફાયદા ગેરફાયદાનું છે એ આપણે જાતમહેનતથી સમજી લેતાં અને સ્વતંત્ર થતાં નહિ શીખીએ તો આપણે મૂઆ પડ્યા છીએ. વાણિયા–બ્રાહ્મણનાં મહાજનો તો આપણે ત્યાં છે જ. ક્ષત્રિયોનાં પણ જરા જુદી જાતનાં છે. હવે મજૂરોનાં પણ મહાજન જેમાં વણકર, લુહાર, ત્રાંસલ વગેરે ભેળા થઈ પોતાનો સંપ જમાવી શકે, પોતાના ગુણ-

અવગુણ જાણી શકે, તેના ઉપાય કરી શકે એવાં બનાવવાનો વખત આવી લાગ્યો છે. હું ફરી તમને ચેતવું છું કે બંધારણ તમે ભલે બાંધો, મહાજનો ભલે સ્થાપો. પણ જે નિયમો કરો, **જે માણસો ચૂંટો, જે માણસોના હાથમાં તમે તમારું હિત મૂકો તે તેમાં રહેલી જવાબદારી પૂરેપૂરી સમજીને જ કરજો.** એ માણસોની પાસે તમે કેવળ પૈસાની અને કારભારની જ તપાસ નહિ રાખો પણ એમણે તમારે નામે શું શું કર્યું, તમારે નામે કયાં સહીઓ કરી આવ્યા, એ બધું તમારે તપાસવું પડશે.

## મહાજનનો હેતુ સમજજો

બીજી એક વાત મારે તમને કરવી છે. તમારામાં જેઓ એમ માનતા હોય કે મિલમાલિકોની સામે લડવા, તેમને દબાવવાની ખાતર આ બંધારણો આપણે બાંધીએ છીએ અથવા આપણે આ મહાજનોનો એવો ઉપયોગ કરી શકીશું તેમને હું ચેતવી દેવા માગું છું કે એવા ભાઈઓએ આ મહાજનમાં ભળવાનો વિચાર જ છોડી દેવો. મિલમાલિકોને દબાવવા કે તેમનું નુકસાન કરવા આ જિંદગીમાં કોઈ કામ મેં નથી કર્યું અને મારે હાથે થવાનું નથી. માત્ર તેઓ મજૂરોને દબાવે તો તેમાંથી મજૂરોને છોડાવવા હું આ ગળું આપવા તૈયાર છું. પૂજ્ય અનસૂયાબહેનને કે ભાઈ શંકરલાલને મિલમાલિકોનો રજ પણ દ્વેષ નથી. તેઓ માત્ર મજૂરોની સેવાને ચાહનારાં છે એ હું બરાબર જાણું છું. તેથી જ હું તેમની જોડે જ્યારે જ્યારે મને તક મળે છે ત્યારે એ સેવામાં ભળું છું. અને તેથી હું તેમને પણ આ વખતે ફરી ફરી કહું છું કે જો તમે મજૂરોની ખરેખરી સેવા કરવા ચાહતા હો તો તમારે મજૂરો અને મિલમાલિકો બન્નેનું હિત ચાહવું જોઈશે. મિલમાલિકોને સેવાની જરૂર નથી. મજૂરો ગરીબ, ગભરુ, ભોળા છે તેમને સેવાની

**જરૂર છે. મહાજનો કરીને મિલમાલિકોને દબાવવાના નથી. મજૂરોનું જ માત્ર રક્ષણ કરી લેવાનું છે અને એટલું કરવાનો આપણને જરૂર હક છે.**

## સંસારને રૂડો કરો

આજે મજૂરોને પોતાનાં બચ્ચાં તથા ઓરતોને કારખાનાઓમાં કામ કરવા મોકલવાં પડતાં હોય તો એ બંધ કરવું એ આપણી ફરજ રહી. મજૂરોનાં બચ્ચાંઓને ૩-૪ રૂપિયાની વધુ આવકની ખાતર કેળવણીને ભોગે મજૂરી કરવા જવું પડે એ ન જ થવું જોઈએ. બાળકોને માટે મજૂરી નથી. ઓરતને માટે પણ કારખાનાની મજૂરી નથી. તેને માટે ઘરમાં પુષ્કળ કામ છે. તેમણે છોકરાં ઉછેરવા તરફ ધ્યાન આપવું જોઈએ. ધણી થાકીને આવે ત્યારે તેને શાંતિ આપવી, તેની ચાકરી કરવી, ગુસ્સામાં હોય તો તેનો ગુસ્સો શાંત કરવો અને ઘરમાં બેઠે બીજું કામ થાય તે કરવું. આપણો સંસાર રુડો થાય, મીઠો થાય એમ આપણે ઇચ્છતા હોઇએ તો આપણે આ કરવું જ જોઈએ. પુરુષોની પેઠે બહાર કામ કરવા જવું એ સ્ત્રીઓને માટે નથી. આપણી ઓરતોને કારખાનાઓમાં મોકલીશું તો આપણો સંસાર કોણ ચલાવશે? સ્ત્રીઓ ઘર છોડી બહાર કામ કરવા જાય તો આપણો સંસાર બગડે અને વર્ણસંકર થાય. જેઓ યૂરોપનું ઉદાહરણ આગળ ધરે છે, ત્યાં કેમ હજારો સ્ત્રીઓ પુરુષનાં કામ કરે છે અને સ્ત્રી પુરુષો સાથે કામ કરે છે એમ પૂછે છે તેમને મારો એ જવાબ છે કે યૂરોપની મને પરવા નથી. સંસારના કાયદાઓનું મને જે કંઈ સૂક્ષ્મ જ્ઞાન થયું છે તે ઉપરથી મારી તો ખાતરી છે કે સ્ત્રી પુરુષો સાથે મજૂરી કરવા જાય તેમાં બંનેને પડવાપણું છે. માટે તમારી સ્ત્રીઓને તમે બહાર કામે ન મોકલો. તેમનું

શિયળ સાચવો. તમારામાં મર્દાનગી હોય તો તમારી સ્ત્રીઓ પર કોઈ કટાક્ષ ન કરી શકે એવું કરવું એ તમારું કામ છે. આજે લાચાર થઈને, તણાઈને મજૂરોને પોતાની ઇચ્છા વિરુદ્ધ પોતાની ઓરતો અને બાળકોની પાસે કામ કરાવવું પડે છે. તેમાંથી છૂટવાને તમને વધારે પગાર મળવા જોઈએ એ પણ ખરું છે. આ બધું મહાજન બાંધ્યું હોય તો તેની મારફત સરળતાથી થઈ શકે. ત્યારે તેવું મહાજન બાંધવામાં ત્રણ વાતોનો તમારે વિચારપૂર્વક નિશ્ચય કરવાનો છે.

૧. મહાજનના કાયદાઓ તપાસી લેવા.
૨. મિલમાલિકો મજૂરો પર ન છાજે એવી સત્તા ન ભોગવી શકે.
૩. તમારે મહાજનમાં ભળવા માટે દાખલ થવાની અને પછી દર મહીને ફી આપવી પડશે.

## પૈસાનો સદુપયોગ કરજો

વળી તમને વધારે પૈસા મળતા થાય તેનું તમારે શું કરવું એનો વિચાર કરવો જોઇએ. એ પૈસા જો હું પીઠામાં નાખું, ચા પીઉં, ભજિયાં ખાઉં તો તેના કરતાં એ ન મળે એ જ બહેતર. પણ એ વધુ પૈસા મળે તો હું મારી ઓરતને રાહત આપું, તેને કેળવું. વધુ પૈસા હોય તો તેને માટે મહેતી રાખું, છોકરાંને કેળવણી આપું, મારાં કપડાં સ્વચ્છ કરું, ભેજ અને ગંદકીવાળા ઘરમાંથી સારા ઘરમાં રહેવા જાઉં, તો તો એ પૈસા ભલે મળ્યા. આ બધું આપણે મહાજન બનાવીને કરી શકીએ તો તો મહાજન બનાવવું ઠીક છે. પણ હજુ મને ભય છે અને હું તમને ફરી ફરીને કહું છું કે જો આપણે આ બધું ભૂલી જઇશું તો તમારી સેવા કરવા ઇચ્છનારા અમે અને તમે બન્ને પાપયોનિમાં પડીશું.

૯

# સાચી ધર્મવૃત્તિ કેળવજો

એક વખત એવો હતો કે સૌ લોકોમાં ધર્મવૃત્તિ હતી. હું આ બધી બાબતોમાં ભળીને ભાગ લઈને એમ કહી જોવા મથી રહ્યો છું, કે આ રસ્તે પણ કંઈ કરતા દેશના લોકોમાં એ ધર્મવૃત્તિની ફરી જાગૃતિ થાય તેમ છે? જો એ ધર્મજાગૃતિ આપણામાં થાય તો જ આ કઠણ કાળમાં આપણે બચ્યા છીએ, નહિ તો મૂઆ છીએ એવી મારી દૃઢ માન્યતા છે. આ ધર્મવૃત્તિ કંઈ ભારે અઘરી વસ્તુ નથી. એ તદ્દન સાદી અને સોંઘી કેળવી શકાય એવી વસ્તુ છે. હું તમને કાનમાં કહી દઉં કે **જે સ્વેચ્છાચારી છે, સ્વચ્છંદી છે, જે સંયમ જાણતો નથી તે ધર્મથી છેટે છે. જે કોઈનું ખોટું કરતો નથી, કોઈનો ખોટો દોકડો નથી લેતો-દેતો એ ધર્મને સમજે છે. આપણે દારૂડિયા, લુચ્ચા, લફંગા થઈ જઈએ તો આપણું જીવ્યું, કમાયું બધું ફોકટ છે. આપણે સાચા, સારા, સરળ, વિવેકી, ધર્મવૃત્તિવાળા બનીએ તો આપણું જીવ્યું સાર્થક છે.** આપણાં મહાજન ભલે બંધાય તેથી આપણામાં મેળ થશે, સંપ થશે, આપણે રીતસર કામો કરી શકીશું. મને ખબર છે કે મિલમાલિકો પણ એવું જ ઇચ્છે છે કે મહાજન થાય તો ઠીક. આજકાલ કોઈને કંઈ કોઈને કંઈ એમ સૌને જુદું જુદું પોતાની અડચણો-ફરિયાદોનું સમાધાન કરી લેવું પડે છે. મહાજનો હોય તો તેમના અધિકારીઓની જોડે મળીને બધું રીતસર થઈ શકે. આમ આમાં બન્ને પક્ષનું હિત છે; માટે પૂરેપૂરો વિચાર કરી, સમજીને આ કામ તમે કરજો.

[ નવજીવન તા. ૨૯-૨-૨૦ માંથી ]

# ( ૨ )

[ અમદાવાદના મિલમજૂરોની બીજી વાર્ષિક સભા પ્રસંગે શાહપુર દરવાજા બહાર તા. ૧૮–૪–૨૦ના રોજ અપાયેલું વ્યાખ્યાન.]

## ન્યાયની જીત

ન્યાયની શાંતિમય જીતનું આપણે આ બીજું વર્ષ ઊજવીએ છીએ. મજૂરોની જીતને હું ન્યાયની જીત કહું છું કેમકે મજૂરોની માગણી ન્યાયી હતી અને તે માગણી કબૂલ કરાવવા સારુ જે ઉપાયો તેઓએ લીધા એ પણ શુદ્ધ હતા. હું તો મજૂરોની જીત પણ અન્યાયી રસ્તે ન ઇચ્છું.

ગયે વર્ષે આપણી ઊજવણી સંન્યાસી સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીએ શોભાવી હતી. ત્યાર પછી અને આજ સુધીમાં ઘણા અગત્યના બનાવો બની ગયા અને તેથી હિંદુસ્તાનનું સ્વરૂપ બદલાયું છે. આપણામાં નવો જુસ્સો પેદા થયો છે, નવો પવન આવ્યો છે. પણ હું હિંદુસ્તાનની સાર્વજનિક સ્થિતિનો વિચાર કરી તમને નહિ રોકું.

ગયા વર્ષમાં મજૂરોએ જે ભાગ એપ્રિલ માસમાં લીધો તે વિષે હું જો કંઈ ન કહું તો હું મજૂરોનો મિત્ર કહેવાનો દાવો કરું છું, હું પોતે મજૂર કહેવડાવી અભિમાન માનું છું તે મિથ્યા જાય.

## હિંસાને રસ્તે ન જશો

એપ્રિલ માસમાં મને સરકારે પકડ્યો. સરકારે ભૂલ કરી એમાં શક નથી. છતાં તે ભૂલ કંઈ મજૂરો મકાનો બાળીને અથવા ખૂન કરીને સુધારી શકતા હતા? અનસૂયાબહેનની તમે પૂજા કરો છો. તે બહેન અવશ્ય પૂજ્ય છે. તેમના પકડા-

વાની તમે અફવા સાંભળી તમે ગભરાયા, તમે ખિજાયા, તમારી પાંખ કપાઈ ગઈ એમ તમને લાગ્યું. આ બધું તમારા તેમની પ્રત્યેના પ્રેમને શોભાવે છે, પણ વળી હું પૂછું કે તમે તે પ્રેમ બતાવવાને મકાનો બાળી શકો કે? એ કાર્યોમાં બીજાઓ પણ હતા એમ કહીને આપણાથી નહિ નીકળી જઈ શકાય. પૂજ્ય અનસૂયાબહેનને અને મને જ્યારે ખબર પડી કે અમદાવાદમાં ખૂન થયાં, મકાનો બળ્યાં ને તેમાં મજૂરોએ ભાગ લીધો હતો ત્યારે અમને કેટલું દુઃખ થયું એનો હું તમને ખ્યાલ નથી આપી શકતો.

એવાં કાર્યોથી હું હિન્દુસ્તાનને સારુ ભયંકર વખત જ જોઉં છું. જ્યારે જ્યારે મજૂરો ખિજાય ત્યારે જો તેઓ કાયદાનો ખૂની ભંગ શરુ કરે અને જાનમાલને નુકસાન કરે તો તેઓ આપઘાત કરે અને હિંદુસ્તાનને પારાવાર ખમવું પડે. કોઈકોઈ વેળા ખૂનામરકીનો દેખીતો લાભ મળતો જોવામાં આવે છે તેથી તમે ભોળવાઈ ન જાઓ એમ હું ઈચ્છું છું. મેં સત્યાગ્રહનો અને તેના કાયદાના સવિનયભંગનો પ્રચાર કર્યો તેનો અર્થ એવો કદી નહિ હતો કે કાયદાનો ખૂની ભંગ થઈ શકે. સત્યનો શુદ્ધ પ્રચાર ખૂન કરીને થાય જ નહિ એ મારો અનુભવ છે. જેને પોતાના સત્ય પર વિશ્વાસ છે તે તો સમુદ્ર જેટલી ધીરજ રાખે અને સવિનયભંગ તે જ કરી શકે કે જેણે કાયદાનો અવિનયી, ફોજદારી, ખૂની ભંગ કદી ન કર્યો હોય ને કદી ન કરે. જેમ માણસ એકી વખતે ગરમ અને નરમ ન હોઈ શકે તેમ કાયદાનો સવિનય અને અવિનયી ભંગ એકી વખતે ન કરી શકે અને જેમ શાંતિ તે રોજ ગુસ્સાને મારવાની તાલીમ લીધા પછી જ આવી શકે છે તેમ જ કાયદાનો સવિનયભંગ કરવાની શક્તિ પણ કાયદાને સદા માન

આપવાથી જ આવી શકે છે અને જે માણુસ ઘણી લાલચને વખતે લાલચોથી દૂર રહી શકે તે જ જીત્યો કહેવાય. એ કસોટીમાં આપણે નાપાસ થયા છીએ. મારી તમને બધા મજૂર ભાઈઓને વિનંતિ છે કે આ બીજા વર્ષના ઉત્સવ સમયે તમે એપ્રિલ મારાની ભૂલો યાદ કરી હવે પછી તેવી ભૂલો ન થાય એમ મનની સાથે નિશ્ચય કરશો.

## જીવન સુધારો

હવે મજૂરોની સ્થિતિ વિષે હું બે બોલ કહીશ. મજૂરોએ પોતાના વિષે ઘણું જાણવા જેવું છે. વધારે પગાર મળ્યે આપણે શાહુકાર નથી થઈ શકતા. વળી શાહુકાર થવું એ જ બધું નથી. તમને વધારે પગાર મળી શકે એટલો જ પ્રયત્ન કરવા સારુ પૂજ્ય અનસૂયાબહેને પોતાની જિંદગી અર્પેલી નથી. પોતાની જિંદગી તમને સમર્પણ કરવાનો હેતુ તો એ છે કે તમે પૈસે-ટકે સુખી થાઓ, તમે ધાર્મિક થાઓ, નીતિના કાયદા પાળો, વ્યસનો છોડો, કમાણીનો સારો ઉપયોગ કરો, તમારાં ઘર સારાં રાખો, તમારાં છોકરાં કેળવણી પામો એટલે કે તમારી આર્થિક, માનસિક અને નૈતિક સ્થિતિ સુધારો.

## પશ્ચિમનો વા

આર્થિક સ્થિતિમાં ઘણો સુધારો થયો છે પણ હજુ વધારે થવાની જરૂર છે. તે સુધારો બે રીતે થઈ શકે. મિલમાલિકોની સાથે હળીમળીને અથવા તેઓને દબાવીને. પહેલો રસ્તો એ જ ખરો છે. પશ્ચિમમાં મજૂરવર્ગ અને માલિક વચ્ચે હંમેશાં ઝઘડા થાય છે, એકબીજાની વચ્ચે વેર વધે છે ને એકબીજા પોતાને શત્રુ લાગે છે. એ વા હાલમાં હિન્દુસ્તાનમાં પણ વાઈ રહ્યો છે. તે જો ઘર કરે તો હિન્દુસ્તાનના ઉદ્યોગો નાશ પામે

ને અશાંતિ ફેલાય. મજૂરો વિના માલિકને ન ચાલે અને મજૂરો માલિક વિના મજૂરી ન મેળવી શકે એ વાત ખ્યાલમાં બન્ને પક્ષ રાખે તો તકરાર ન થાય. પણ આ સમયે હું માલિકોની ફરજ નથી તપાસતો. મજૂરો એકલા જ જો પોતાના હકો સમજે અને તે મેળવવા શુદ્ધ ઉપાય લે તો પણ બન્નેને લાભ થાય. તેમાં બે વાતની જરૂર છે. **માગણી વ્યાજબી હોવી જોઈએ અને માગણી કબૂલ કરાવવાનાં સાધન સાફ હોવાં જોઈએ.** માલિકોની કફોડી દશા જોઈને કરેલી માગણી વ્યાજબી ન ગણાય. મજૂરોનું ભરણપોષણ થાય, તેઓનાં છોકરાં કેળવણી પામે એવો પગાર મેળવવો એ વ્યાજબી માગણી. માલિકોની ઉપર દાબ ન મૂકતાં તેમની ન્યાયવૃત્તિને જાગૃત કરવી, પંચ નીમી ઈન્સાફ મેળવવો એ સાધનની શુદ્ધતા.

## પંચ ન મળે તો જ હડતાલ

આમ શુદ્ધ સાધનો વડે ન્યાય મેળવવા સારુ મહાજનમંડળો નીમવાં જોઈએ. તેની શરુઆત થઈ છે. દરેક વિભાગનાં મજૂરો પોતાનાં મહાજનમંડળો તરત બાંધી લેશે એવી હું ઉમેદ રાખું છું. મહાજનમંડળના કાયદા ઘડાય તેને દરેકે પૂરતું માન આપવું જોઈએ. મહાજનની મારફતે જ હરકોઈ મજૂર માલિકો પાસેથી દાદ મેળવે ને ન મળે તો પંચ નીમે. પંચનું તત્ત્વ માલિકો અને મજૂરોએ કબૂલ કર્યું છે એ સંતોષની વાત છે. મારી ઉમેદ છે કે બન્ને પક્ષ એ તત્ત્વને ખીલવી ને હડતાલો વિ. હંમેશને સારુ બંધ કરશે. **જ્યારે જ્યારે પોતાને ઈન્સાફ ન મળે ત્યારે ત્યારે હડતાલ પાડવાનો મજૂરોને હક છે** એ નિઃસંદેહ છે; પણ **જ્યારે પંચનું તત્ત્વ દાખલ થાય ત્યારે હડતાલ પાડવી એ**

પાપ ગણાવું જોઈએ.

પગારનો વધારો યોગ્ય રીતે થયા કરે છે અને ધીરજથી પગારમાં હજુ સુધારો થઈ શકશે એવો સંભવ છે. પણ જેમ પગાર વધવાની જરૂર છે તેમ જ મજૂરીનો વખત ઓછો થવાની જરૂર છે. મજૂરો બાર કલાક ને તેથી પણ વધારે કામ કરતા જોવામાં આવે છે. એટલા કલાક કામ કરનારને માનસિક કે નૈતિક સ્થિતિ સુધારવાનો વખત ન જ રહે અને તેની હાલત પશુ સમાન જ થઈ જાય. આવી દશામાંથી આપણે છૂટવું જ જોઈએ. તેમ છતાં દેશના ઉદ્યોગને નુકસાન ન પહોંચવું જોઈએ એ યાદ રહેવું જોઈએ.

## કામ પોતાનું સમજીને કરો

માલિકોની પાસેથી હું એ રાવ સાંભળ્યા કરું છું કે મજૂરો આળસ કરે છે, વખતની ચોરી કરે છે ને કામ ધ્યાનપૂર્વક કરતા નથી. બાર કલાક કામ કરનાર મજૂરની પાસેથી ધ્યાનની કે ખંતની હું બહુ આશા ન રાખું પણ જ્યારે મજૂરો દસ કલાક જ કામ કરવાની આશા રાખે ત્યારે હું જરૂર એવી ઉમેદ રાખું કે તેઓ બાર કલાકમાં જેટલું કામ કરે છે તેટલું જ બલકે તેથી સારું દસ કલાકમાં કરી દેશે. ઈંગ્લૅન્ડમાં ઓછા કલાકો કરવામાં આવ્યા ત્યાં પરિણામ સરસ જ આવેલાં છે. મજૂરો મજૂરો મટી માલિકોનું કામ પોતાનું સમજી તેમાં સુધારો-વધારો કરતા જ રહેશે ત્યારે તેઓ વધશે ને દેશના ઉદ્યોગો પણ વધશે. એટલે હું માલિકોને બારના દસ કલાક કરવાની અરજી કરું ને મજૂરોને તે દસ કલાકમાં બાર કલાક જેટલું કામ આપી દેવાની સલાહ આપું.

# દારૂ-બીડી છોડો

હવે આપણને મળેલા પૈસા ને વખતનો ઉપયોગ કઈ રીતે કરવો તેનો વિચાર કરવાનો સમય આવ્યો. વધેલા પગારનો ઉપયોગ દારૂ વગેરેના વ્યસનમાં ને બચેલો વખત જુગારમાં જાય તો ઓલમાંથી નીકળીને ચુલમાં પડ્યા બરોબર થાય. દારૂ-બીડીનું વ્યસન છોડી મજૂરોએ બચેલો પૈસો પોતાની અને કુટુંબની કેળવણીમાં વાપરવો જોઈએ. જુગાર-ગપ્પાં વિ. બંધ કરી બચેલો વખત શીખવામાં ગાળવો જોઈએ.

આ બન્ને કાર્યમાં માલિકો બહુ મદદ કરી શકે છે. મજૂરોને સારુ સ્વચ્છ દૂધ, નાસ્તા વિ. ની દુકાનો કહાડે, વાચનશાળા સ્થાપે, તેઓને સારુ નિર્દોષ રમતો યોજે તો સહેજે મજૂરો વ્યસનોમાંથી નીકળી જાય.

આવાં જ કાર્યો મહાજનમંડળ પણ કરી શકે – તેઓએ કરવાં જોઈએ. મહાજનને માલિકોની સામે લડવાનું સાધન ગણવા કરતાં તેનો વધારે **સારો ઉપયોગ તો તે મારફત આંતરસ્થિતિમાં સુધારો કરવામાં છે.**

મજૂરો પોતાનાં છોકરાંને નિશાળોમાંથી બચાવી લઈ મજૂરીએ ચઢાવે છે એ તો અધમ હાલત જ ગણાય. કોઈ સારી ગણાતી પ્રજા પોતાનાં છોકરાંનો આવો દુરુપયોગ નથી જ કરતી. કમતીમાં કમતી ૧૬ વર્ષ સુધી તો છોકરાંઓને ભણાવવાં જ જોઈએ. તે જ રીતે ધીમે ધીમે બૈરાંઓએ મજૂરીનો ત્યાગ કરવો જોઈએ. સ્ત્રી અને પુરુષ એકબીજાના ભાગીદાર હોય તો પોતાના કામની વહેંચણી કરવાથી જ તેઓ પોતાના ઘરસંસારને શોભાવી શકે. મા ડાહી હોય ત્યાં તેનો ઘર-કારભાર ચલાવવામાં બાળકોને સાચવવા-કેળવવામાં બધો વખત

વહી જાય છે. જ્યાં ધણીધણિયાણી બન્નેને આજીવિકાને સારુ મજૂરી કરવી પડે છે ત્યાં પ્રજા છેવટ કંગાળ બને છે કેમકે એમ કરનારી પ્રજા દેવાળિયાની જેમ પોતાની મૂડી ઉપર રહેનારી ગણાય.

## ત્રણ નિયમો પાળો

મજૂરોએ પોતે ને તેમની પ્રજાને જેમ અક્ષરકેળવણી લઈ બુદ્ધિ ખીલવવાની જરૂર છે તેટલી જ જરૂર નૈતિક કેળવણી લેવાની છે. નીતિની કેળવણી એટલે ધર્મનું ભાન થવું. જેને ધર્મ ઉપર આસ્થા બેઠી છે, જે તેના સ્વરૂપને સમજે છે તેની સાથે જગત એકંદરે કજિયો કરતું નથી ને કરવા આવે તો પેલો પુરુષ તેને વિનયપૂર્વક દૂર કરાવી શકે છે. અહીં ધર્મનો અર્થ માત્ર નિમાજ પઢવા કે મંદિરોમાં જવું એ નથી પણ પોતાને ઓળખવો, ઈશ્વરની પહેચાન કરવી એ છે. અને જેમ જેને વણતાં ન આવડે તે વણકર નથી થઈ શકતો તેમ જે અમુક નિયમોનું પાલન નથી કરતો તે પોતાને ઓળખી જ નથી શકતો. એવા નિયમોમાં ત્રણ મુખ્ય નિયમો આખા જગતમાં સ્વીકારાએલા છે. એક એ છે કે **સત્યનું પાલન કરવું.** જે સાચું બોલી નથી જાણતો એ તો ખોટો સિક્કો છે. તેની કિંમત જ નથી. બીજું **પારકાને દુઃખ ન દેવું.** જે પરને પીડા કરે છે, પારકાનો દ્વેષ કરે છે, તેને નુકસાન કરે છે, એ માણસ જગતમાં રહેવાને લાયક નથી. કેમકે જગત તેનું વેર કરે છે તેથી તેને હંમેશાં જગતથી ડરીને રહેવું પડે છે ને જગત તેનાથી ડરે છે. પૃથ્વી પ્રેમથી બંધાએલી છે. વસ્તુ માત્રમાં આકર્ષક શક્તિ રહેલી છે તેથી તો આપણે નભી શકીએ છીએ. જગતના નિયમો જાણનારા શાસ્ત્રીઓ કહે છે કે જો આ આકર્ષક શક્તિ પરમાણુ માત્રમાં ન હોય તો આ

આપણો પૃથ્વીનો ગોળો તે ભરભર ભૂકો થઈ જાય એટલે આપણે જીવવું એ જ અશક્ય થઈ પડે. જડ પદાર્થમાં એક-બીજાને વળગી રહેવાની શક્તિ છે તેવી જ શક્તિ ચેતન પદાર્થમાં એટલે આપણામાં હોવી જોઈએ. આકર્ષક શક્તિનું નામ પ્રેમ છે. એ પ્રેમ વિના જગત ન નભે. એવો પ્રેમ આપણે પિતા–પુત્ર વચ્ચે, ભાઈબહેન વચ્ચે, મિત્ર–મિત્ર વચ્ચે તો અનુભવીએ છીએ. પણ **આખા જગત પ્રત્યે પ્રેમ રાખતાં શીખવું તેમાં ઈશ્વરની ઓળખ છે. જ્યાં પ્રેમ ત્યાં જ ક્ષેમ છે. જ્યાં વેર ત્યાં નાશ છે.** આ પ્રેમનો કાયદો શીખવામાં તમને પૂજ્ય બહેન મદદગાર થાઓ એમ હું ઈચ્છું છું. તેના તમારા પ્રત્યેના પ્રેમને ઓળખી તેનો બદલો તમે આખા જગતની ઉપર પ્રેમ રાખીને આપો એ મારી તમારી પાસે માગણી છે. ત્રીજો નિયમ એ છે કે **આપણે આપણા વિષયોને જીતવા.** તેને સંસ્કૃતમાં બ્રહ્મચર્ય કહે છે. બ્રહ્મચર્યનો હાલ સાંકડો અર્થ કરવામાં આવે છે તે અર્થ તો છે જ. પણ જે માણસ મોજશોખમાં પડ્યો રહે છે તે કુંવારો હોય અથવા પત્નીવ્રત પાળતો હોય તો પણ બ્રહ્મચારી ન ગણાય. વિષયો માત્રને અંકુશમાં રાખી શકે એ જ પોતાને ઓળખી શકે છે. જે માણસ પોતાના વિષયોને રોકે છે તે જ બ્રહ્મચારી, તે જ ઇમાનદાર, તે જ ખરો હિન્દુ, તે જ ખરો મુસલમાન. કાને ભૂંડી વાતો સાંભળવી, એબવાળાં ગાયનો સાંભળવાં એ વિષય કર્યો ગણાય. તેમ જ બીજી ઇંદ્રિયોને વિષે ગણવું. જેઓ પોતાની બધી ઇંદ્રિયોને રોકી કાબૂમાં રાખી શકે છે તે જ પુરુષ–મર્દ ગણાય. આપણે ઘોડેસવાર જેવા ગણાઈએ. ઘોડાને જે કાબૂમાં નથી રાખી શકતો તે સવાર પછડાય છે. જે ઘોડાની લગામ પકડી તેને નિયમમાં રાખી શકે

છે તે પોતાને મુલક પહોંચે છે. તેમ જ જે પુરુષ પોતાની ઇંદ્રિયોને કાબૂમાં રાખી સીધે માર્ગે દોરી જાય છે તે ઠેકાણે પહોંચવા લાયક બને છે, તે જ સ્વર્ગનો કે જગતનો અધિકારી બને છે, તે જ મોક્ષાર્થી કે ખુદાની પહેચાન કરનારો બની શકે છે. આ મેં બહુ ઊંડી વાત કરી છે એમ માની તમે ફેંકી ન દો એવી મારી તમારા પ્રત્યે અરજી છે. આ સત્યાદિ નિયમો વિના આપણી ઉન્નતિ હરગીજ નથી થનારી એ તમે ખચીત માનજો. મેં તમને પુસ્તકોમાંથી ગોખી રાખેલી વાત નથી કરી પણ મારા પોતાના અનુભવની વાત કરી છે. તમારી સાથેનો મારો સંબંધ પણ હું એટલા જ કારણસર રાખું છું કે તમારા બધા ઉપર પ્રેમ રાખી, તમારા દુઃખમાં ભાગ લઈ હું કદાચ ઈશ્વરને ઓળખી શકું ને તેની ભેટ કરી લઉં. તમે સત્યવાદી ન થઈ શકો, તમે બીજાને દુઃખ દેનારા રાક્ષસ બનો, તમે આખો દહાડો વિષયોનો જ વિચાર કરો તો તમને ચોગણો પગાર મળે ને ચોથા ભાગનું જ કામ કરવું પડે તો યે શું? પગાર વધારાવવો છે, વખત બચાવવો છે, કેમકે **આપણાં ઘર, આપણાં શરીર, આપણાં મન, આપણો આત્મા આપણે શુદ્ધ કરવો છે.** તે શુદ્ધિને સારુ વધારે પૈસાની ને વધારે વખતની જરૂર માની તે બંને મેળવવા આપણે મહેનત કરીએ છીએ. પણ જો તે હેતુ ન હોય તો આપણે પૈસો મેળવવો ને વખત બચાવવો તે વધારે પાપ કરવાનાં સાધન એકઠાં કરવા જેવું થાય. પૂજ્ય બહેને પોતાનું સર્વસ્વ કામદારોને તેટલા સારુ અર્પ્યું નથી એમ હું જાણું છું ને તમે પણ જાણો છો. હું પ્રભુ પાસે પ્રાર્થના કરું છું કે તમને અને એ બહેનને તમારી મુરાદ બર લાવવાની તે શક્તિ આપો.

[ નવજીવન તા. ૨૫-૪-૨૦ માંથી ]

[ સને ૧૯૨૦ માં મજૂરોની હડતાળ પતી ગયા પછી મિરજાપુર સેવાશ્રમમાં અપાયેલું વ્યાખ્યાન ]

## ઈશ્વરને સાક્ષી રાખજો

આજે આપણે સહુ અહીં ભેળા થયા છીએ તેનું કારણ એ છે, કે જે હડતાળની જંજાળમાં પડ્યા હતા તેમાંથી હવે આપણે છૂટી ગયા છીએ. વળી પાછો શેઠ અને નોકરની વચ્ચેનો સીધો સંબંધ બંધાઈ ગયો છે. આજના કામનો આરંભ આપણે ઈશ્વરભજનથી કરેલો છે. મને ઉમેદ છે, કે એ ભજનોની ઉપર દરેક ભાઈએ અને બહેને વિચાર કર્યો હશે. ન કર્યો હોય તો હું એ ભજનો તરફ સહુનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. એ ભજનોનો સૂર તો સરસ છે જ પણ એ સૂર ઉપર હું તમારું ધ્યાન નથી ખેંચતો. એ સૂરની પાછળ જે મીઠાશ રહેલી છે, જે અર્થ રહેલો છે તેની તરફ હું તમારું ધ્યાન ખેંચવાને ઇચ્છું છું. બન્નેમાંથી આપણે જોઈશું તો એ દેખાય છે, કે (એક તરફથી જીવ અને બીજી તરફથી શિવ એ બેની વચ્ચે) એક તરફથી મનુષ્યપ્રાણી પામર સ્ત્રી અને પુરુષ, અને બીજી તરફ મહાન ઈશ્વર એ બે વચ્ચે મોટો તફાવત રહેલો છે. **એક પણ વસ્તુ ઈશ્વરની ઇચ્છા વિના કરી શકાતી નથી.** ઈશ્વર એ એવું પરમ મહાન તત્ત્વ છે, કે જેને અધીન રહીને આપણે વર્તવું જ પડે છે, જેની સામે આપણો સત્યાગ્રહ કે દુરાગ્રહ કંઈ જ ચાલતો નથી. જે સર્વવ્યાપી છે, સર્વજ્ઞ છે, બધું જાણે છે, તેથી ભજનમાં કહ્યું કે હે ઈશ્વર! તું કેવો મહાન અને હું કેવો પામર-ગમાર? મારા જેવા પામરને અહંકાર શું,

અભિમાન શું ? આપણું એક જ કર્તવ્ય હોઈ શકે, પ્રભુનું નામ લેવું. સૂતાં, બેસતાં, જમતાં પ્રત્યેક ક્રિયા કરતાં કરતાં પ્રભુનું જ નામ લેવું. આપણા શાસ્ત્રોમાં અને ભજનોમાં એમ જ લખેલું છે. બધા માણસોનો અનુભવ પણ એ જ વાત કહે છે. એથી જ આપણે આજની આ મહાન સભાનું કાર્ય ઈશ્વરની પ્રાર્થનાથી શરુ કરીએ છીએ.

અહીં હાજર રહેલા ભાઈઓ અને બહેનોને હું કહીશ કે દુનિયામાં તમારું આવ્યું સાર્થક કરી તમે ચાલ્યા જવા ઈચ્છતા હો તો **તમારા દરેક કાર્યની અંદર ઈશ્વરને સાક્ષી રાખજો.** દરેક કાર્ય કરતાં પહેલાં તમારી જાતને પૂછજો કે આ કાર્ય ઈશ્વરને ગમે એવું છે કે નહિ? જો એને ગમે એવું એ કાર્ય નથી એવો જવાબ મળે તો તેનો તમે ત્યાગ કરજો.

## મજૂરોની ફરજો

મજૂરોની ફરજ શું? તેને વિષે વાત કરતાં મેં એ ફરજને નીચે પ્રમાણે સમજાવી હતી. જો મજૂરોએ પોતાની સ્થિતિમાં સારા બનવું હોય, પોતાના શેઠની પ્રીતિ સંપાદન કરવી હોય તો તેમણે પ્રમાણિક બનવું જોઈએ, પોતાનાં વ્યસનોને છોડવાં જોઈએ, ઉદ્યોગી બનવું જોઈએ એટલે કે મહેનતુ થવું જોઈએ, આવડત રાખવી જોઈએ અને વિવેક વાપરવો જોઈએ. વિવેક એટલે હુકમ ઉઠાવતાં આવડવું જોઈએ, અદબથી બોલતાં આવડવું જોઈએ. અદબ રાખવી એટલે શેઠની સાથે રાખવી એટલું જ નહિ, પણ દરેકની જોડે બોલતાં અદબ રાખવી જોઈએ. શેઠને પોતાને નમીએ, સલામ કરીએ અને એ જ શેઠે નીમેલા ઉપરીનું અપમાન કરીએ એ વિનય ન કહેવાય.

૨૧

# પંચ પાસેથી દાદ મેળવો

આપણે હવે તો એવો ઠરાવ થઈ ચૂકેલો છે, કે હવે પછી કોઈ પણ કારણસર આપણે હડતાલ પાડીને નથી બેસવું, તેને બદલે હવે આપણને બીજું હથિયાર, હડતાલથી ઘણું જ સુંદર હાથ લાગ્યું છે. આપણે કંઈ કારણથી કચવાયા હોઈએ, અને શેઠની પાસે વિવેકથી વાત કરતાં પણ કંઈ દાદ ન મળે, આપણને સંતોષ ન થાય ત્યારે આપણે એસોસિયેશન પાસે જવું જોઇએ અને ત્યાંથી પણ સંતોષ ન મળે ત્યારે પંચ પાસેથી દાદ મેળવવી જોઈએ. એ પંચ અત્યારે તમારી સમક્ષ બેઠા છે. માલિકોની તરફથી મંગળદાસ શેઠ નીમાયા છે અને મજૂરોની તરફથી પૂજ્ય અનસૂયાબહેન, ભાઈ શંકરલાલની ઇચ્છાથી અને મારી પોતાની કબૂલાતથી હું નીમાયો છું. એક વર્ષ સુધીમાં જે કંઈ તકરાર થવા પામે તેના કારણનો ફેંસલો આ પંચે કરવાનો છે. એ પંચ જ્યાં સુધી છે ત્યાં સુધી હડતાલ પાડી જ ન શકાય.

કેટલેક ઠેકાણેથી હજી તકરાર આવે છે, કે કેટલીક મિલના મજૂરો હજુ કામે નથી ચડ્યા. એ વાત સાંભળી ત્યારે મને શરમ થઈ અને આ સભાનું શું પ્રયોજન એમ મને લાગ્યું પરંતુ ઘણા મજૂરો કામે ચડી ગએલા છે અને એ ઘણાઓને ખાતર હું આજે અહીં આવેલો છું. જેઓ કામે ચડી ગયેલા છે તેમને હું વિનવું છું, કે જેઓ કામે નથી ચડ્યા તેમને ચડી જવા તેઓ મનાવશે. પણ તેમાં કોઈની ઉપર બળાત્કાર કરવાનો નથી, કોઈને ગાળ કે ટુંકારો સરખો કહેવાનો નથી, લાકડી વાપરવાની નથી. માત્ર તમારે તેમને વિનવવું, તેમને પગે પડવું, પાઘડી ઉતારવી, દલીલ કરવી અને કહેવું કે આ

તમારો ધર્મ છે. મહાજનના સભાસદો હોય એવા માણસો જો તોછડાઇ–ઉદ્ધતાઈ વાપરે મિલમાં ન જતાં હોય તો તેમને મહાજનમાં રહેવાનો અધિકાર જ નથી. એટલે મારી સહુ ભાઇઓને વિનંતિ છે, કે જેઓ કામે નથી ચડ્યા તેમણે કાલે જ કામ ઉપર હાજર થઈ જવું; તેમ થાય તો જ આ મોટી સભા શોભે.

## ન્યાયનો ઉપયોગ કરજો

મંગળદાસ શેઠની સમક્ષ હું શેઠિયાઓને કહું છું, વિનંતિ કરું છું, મજૂરોના પ્રતિનિધિ તરીકે હું હાથ જોડીને તેમને વિનવી જ શકું, કે તમે મજૂરોની સાથે ઉદારતાથી વરતજો, તમે મજૂરોની ઉપર મીઠી નજર રાખજો. મેં તો મજૂરોની વતી કબૂલી લીધું છે, કે મજૂરો જો ગેરવર્તણુક કરે, તમારો કંઈ ગુન્હો કરે તો તમે એમને કાઢી મૂકજો. તેમાં હું વચ્ચે નથી પડવાનો. પણ તમને મારી એટલી વિનંતિ છે, કે માણસો ઉપર રહેમ રાખજો, કોઈ મોટો હોય, જરા આગેસર હોય માટે એને કાઢી નહિ મૂકજો. મંગળદાસ શેઠે મને કહ્યું છે, કે મારે મજૂરોનો એક પૈસો પણ નથી જોઇતો. મજૂરોનો પૈસો લઈને અમે કરોડ (નિસાસા) નથી લેવાના. તેમને રૂપિયો આપીને અમે રાજી થઈશું, તેમનો પૈસો લઈને નહિ. તેમણે મને આમ અનેક વાર કહેલું છે, મજૂરો અને માલિકોની વચ્ચે હવે પગારમાં તકરાર નહિ રહે. જો મજૂરો તરફથી વિનય અને ન્યાયનો ઉપયોગ થાય અને શેઠિયાઓ તરફથી ઉદારતા અને ન્યાયનો ઉપયોગ થાય તો તમારે પૂ. અનસૂયાબહેનનું પણ કંઇ કામ નથી પડવાનું, ભાઈ શંકરલાલનું પણ કંઈ કામ નથી પડવાનું અને મારું પણ કશું કામ નથી પડવાનું.

મારી બીજી સલાહ એ છે, કે એ બાબતમાં પણ આપણે

ન્યાય માગી શકીએ. પણ એનો રસ્તો હડતાલ નથી. કેટલાક હજુ કામે નથી ચડતા એ મજૂરોને શોભતું નથી. આપણી વચ્ચે મોટો ન્યાય-ચૂકાદો થઈ ગયો છે. હડતાલ કદાપિ નહિ પાડવી. કંઈ તકરાર હોય તો તે પ્રથમ એસોસિયેશન પાસે લઈ જવી, ત્યાં કામ ન થાય તો પછી પંચ પાસે તકરાર મૂકવી. કાયદો હાથમાં લઈને આપણાથી એમ કહી ન શકાય કે અમે કામે નથી ચડતા.

જેઓ હજુ હડતાલ પાડી રહ્યા હોય તેઓ કાલથી જ કામે ચડી જજો. તમે શેઠિયાઓ પાસે અરજી કરો, તેમનો ગેરઈન્સાફ લાગે તો પંચ માગો પણ તમારાથી એક કલાક પણ કામ રોકી નહિ શકાય. આ વસ્તુને તમે બધા વળગી જ રહેશો એવી મારી ઉમેદ છે.

## અન્યાયની સામે જ લડત

હડતાલ શેઠિયાઓ નથી પાડી શકતા. હડતાલ પાડવી પડે છે ત્યારે તમારે મજૂરોને જ પાડવી પડે છે. એટલે તમને નકામો ગેરફાયદો ન થાય, મીઠાશ રહ્યા કરે, માટે જ શેઠિયાઓ-એ પંચનું તત્ત્વ કબૂલ્યું છે. એ તત્ત્વને તેઓ એકલા જ જો કબૂલ કરે તો પછી મજૂરોએ શું કર્યું ? હું શાળખાતાના મજૂરોને વિનવું છું, કે તમારી જે માગણી હોય તે વિનયપૂર્વક તમે રજૂ કરજો અને તેમ કરીને કામે ચડી જજો. તેમ કરશો તો શેઠિયાઓને થશે, કે મજૂરો આટલી બધી સારમાણસાઈ બતાવે છે તો તે આપીએ જ. આપણાથી શિરજોરી-દબાણ ન થઈ શકે, દબાણ કરીને મેળવી શકાય એવું જો કોઈ માનતું હોય તો તેની ભારે ભૂલ છે. હું માલિકો સમક્ષ કહેવાને ઇચ્છું છું કે જે વખતે મજૂરોનો અન્યાય હું જોઉં તે વખતે

મજૂરોને તો હું મદદ ન જ કરું, પણ ઊલટો શેઠિયાઓને જ મદદ કરું. મારો પોતાનો જ ધર્મ એ છે, કે જ્યાં જ્યાં અન્યાય જોઉં ત્યાં તેની સામે થવું. જો મજૂરો શેઠિયાઓ સામે અન્યાય કરશે, તો જેમ હું સરકારની સામે થઈ શકું છું, શેઠિયાઓની સામે થઈ શકું છું તેમ મજૂરોની સામે પણ થઈ શકીશ.

આજ જો હું તમારી પાસેથી લાંચ લઉં, તમે મારા વખાણ કરો, હારતોરા ચઢાવો એ પણ એક જાતની લાંચ જ છે, તેમ છેતરાઇને ફુલાઈ જઉં તો કાલે મંગળદાસ શેઠ પાસેથી એ લાંચ લેતાં શીખીશ. મારી કિંમત હું ન્યાય જોખાવી શકું ત્યાં સુધી જ રહેશે, જો તમે અન્યાય કરો તો મારે તમારી સામે થઇને ન્યાય જોખાવવો પડે. હું આ દુનિયામાં કોઇની સામે થતો નથી. હું નથી શેઠિયાઓ સામે થતો, નથી **મજૂરોની સામે કદી થવાનો પણ એ બંનેના અન્યાયની સામે હું જરૂર થાઉં. આપણે ઈશ્વરનું નામ લઇને આ શુભ કાર્ય શરૂ કર્યું છે તે પણ કેવળ ન્યાયને સારુ.**

ફરી પાછો હું મંગળદાસ શેઠને મિલમાલિકોના અગ્રેસર તરીકે, એસોસિયેશનના પ્રમુખ તરીકે, વૈષ્ણવધર્મના એક મોટા માણસ તરીકે કહેવા ઇચ્છું છું, કે તમે જો મજૂરોને પૂરેપૂરા તાબામાં લેવા ઇચ્છતા હો તો હંમેશાં ઈશ્વરને દરમ્યાન રાખીને ન્યાય આપજો. તેમની ઉપર મીઠી નજરે જોજો. પોતાનાં છોકરાંઓ પ્રત્યે જેટલી પ્રીતિ રાખો છો તેટલી જ મજૂરો પ્રત્યે પણ પ્રીતિ રાખજો. એમ કરશો તો હું ખાતરી દેવા ઇચ્છું છું, કે તેઓ બેવફાદાર નહિ થાય.

આ ઝાડની નીચે બેસીને આપણે ઘણાં કામો કર્યાં છે. આ ઝાડની નીચે આપણે પરમેશ્વરને દરમ્યાન રાખીને કાર્ય

શરૂ કર્યું છે તે કામ હવે તમે પૂરું કરજો. એ જ ઓડની નીચે હું તમને કહેવા ઈચ્છું છું, કે આપણું કામ પૂરું નથી થયું. હજુ તો એ શરૂ થયું છે.

જ્યાં સુધી તમોએ શેઠિયાઓનું પ્રમાણપત્ર–સર્ટિફિકેટ મેળવ્યું નથી ત્યાં સુધી તમારું કામ પૂરું નથી થયું. મારું કામ પૂરું નથી થયું. પૂજ્ય બહેન કે ભાઈ શંકરલાલનું કામ પૂરું નથી થયું. તમે જે ફૂલોના હાર અમને ચઢાવ્યા તે ફૂલોની કિંમત નથી, **તમારા કામની કિંમત છે.**

જે પ્રભુનું આજના કાર્યની શરૂઆતમાં સ્મરણ કર્યું તે જ પ્રભુનું સ્મરણ કરીને હું મારું બોલવું બંધ કરીશ. થ્રોસલ ખાતાના કામદારોએ થોડા પૈસા ઉઘરાણું કરીને એકઠા કર્યા છે અને કોઈ પણ સારા કામમાં વાપરવા મને આપે છે. પૈસા તો હું બધેથી લેતો રહ્યો છું, પણ બીજાં સારાં કાર્યોને માટે તો હું મંગળદાસ શેઠ જેવાની પાસે મારો હાથ લંબાવું છું અને હજી પણ લંબાવીશ; પણ આટલા ભાવની સાથે જે પૈસા તમે આપો છો એનો હું ઈનકાર નહિ જ કરું. તમારા પૈસા હું પૂજ્ય બહેનને આપવાનો છું. તેનો તેઓ મજૂરોની ઉન્નતિને અર્થે ઉપયોગ કરશે. મુખ્યત્વે કરીને તેમને દારૂના વ્યસનમાંથી છોડાવવામાં તેનો ઉપયોગ થશે, બીજો ઉપયોગ મજૂરોનાં બાળકોને ભણાવવામાં. બાળકોને દૂધ મળતું ન હોય તો તેમને દૂધ આપવામાં થશે. તમે કેટલા પૈસા લાવ્યા છો એ મને ખબર નથી, પણ તમારા પ્રેમભાવની નિશાની તરીકે એને સ્વીકારી લઉં છું અને મારા પ્રેમભાવની નિશાની તરીકે મેં કહ્યો તેવો તેનો ઉપયોગ હું કરીશ.

[ નવજીવન તા. ૩૦–૫–૨૦ માંથી ]

## ( ૪ )

## કામદારોને

મુસાફરી પૂરી કરીને હું અમદાવાદ આવ્યો છું ત્યારથી સાંભળી રહ્યો છું કે શરાબ પીવાની ટેવ બધાઓમાં ઓછી થઇ છે, પણ જે પીઠાં પર મિલના કામદારો જાય છે ત્યાં તો ધંધો અસલના જેટલો જ ચાલી રહ્યો છે; એટલું જ નહિ પણ તેઓ સ્વયંસેવકોને ગણકારતા નથી, તેઓને ગાળ દે છે ને તેઓને મારે પણ છે. મને ખબર નથી કે આમાં કેટલું સત્ય છે. મારી ખાતરી છે કે સેંકડો કામદારો તો આવી વર્તણુક પસંદ ન જ કરે.

## સારા થાઓ

તમારે સારુ જેઓ મહેનત કરી રહ્યા છે તેઓ એવી આશાએ મહેનત કરી રહ્યા છે, કે તમે સારા થાઓ ને સુખી થાઓ, તમે તમારી ખરાબ આદતો છોડો, તમે પૈસો બચાવતાં શીખો, તમે કરજદાર મટો, તમે સારાં ઘરોમાં રહો, તમારાં છોકરાં ભણેગણે, તમે સ્વચ્છ રહો, તમે પોતે ફુરસદના વખતમાં સારું વાંચો-વિચારો ને દરેક રીતે સમાજમાં દીપો.

## પ્રજામત જાળવો

તમને મદદ કરનારા તમને કેવળ વધારે પગાર કે બક્ષીસો અપાવીને સંતોષ પામે તેમ નથી. તમે જો કેવળ પગાર વધારવાને જ સારુ તેમની સેવાનો સ્વીકાર કરો ને **તમારા જીવનમાં સુધારો ન કરો તો તમે તેઓની સેવા ખોઇ બેસો અને જે પ્રજામત આજે તમારી તરફ છે, એ પછી તમારી તરફ ન રહે.**

તમે સારા થાઓ એટલું જ નહિ, પણ તમે દેશમાં ચાલતી ધાર્મિક ને આત્મશુદ્ધિની લડતમાં ભાગ લો. તમે ખિલાફત

તરફની, પંજાબ તરફની, ને સ્વરાજ બાબતની તમારી ફરજ સમજો ને બજાવો. તેમ કરવું હોય તો તમારે બૂરી આદતો છોડવીજ જોઇએ. આપણે ઈશ્વરને નામે લડી રહ્યા છીએ. શું ઈશ્વર શરાબી, જુગારી કે વિષયીને મદદ કરનારો છે? શરાબી મુસલમાન ખિલાફતનું શું ભલું કરે? શરાબી હિન્દુ તેના મુસલમાન ભાઈને શી મદદ કરવાનો?

જ્યારે જ્યારે તમારા પગારમાં વધારાની કે તમારે સારુ બક્ષિસની વાત હું માલિકો પાસે કરું છું, ત્યારે ત્યારે તેઓ મને કહે છે, 'તમે વધારો માગીને શું કરશો? શું કામદારો તેમાંથી સારો ખોરાક લેશે? સારાં કપડાં લેશે? પોતાનાં છોકરાં ભણાવશે? કે તેઓ તેનો વધારે દારુ પીશે?' આ સાંભળું છું ત્યારે મારું માથું શરમને માર્યે નીચે નમે છે. આવી કફોડી સ્થિતિમાંથી તમારે મને ઉગારી લેવો જોઇએ. અને શરાબ છોડીને જ તમે તેમ કરી શકો છો.

## સાથીને સુધારો

તમે વાંચનાર તો શરાબ નહિ પીતા હો. પણ તમારા સાથીને સારુ તમે કેમ જવાબદાર થઈ શકો? એ પ્રશ્નનો જવાબ એ છે કે સાથીને સારુ જવાબદાર થવામાંજ સ્વરાજ છે. સાથીને મનાવવો ને શરમાવવો એ તમારું કામ છે. દારૂ પીનાર કામદારની તમે જ ચોકી કરો. એમના સુધારાનો બોજો તમારી ઉપરજ હોવો જોઈએ? અને આમ તમે તમારામાં દહાડે દહાડે સુધારા કરતા જાઓ ત્યારેજ પગારના વધારા, ઈનામો વિગેરે શોભે. જો તમે સુધારા ન કરી શકો તો તમારી તરફ લોકલાગણી હંમેશને સારુ નજ રહી શકે, એ તો તમે સમજી શકો એવી વાત છે, તેથી મારી ઉમેદ છે, કે આ શરાબની બદીને તો તમે ખૂબ પ્રયત્ન કરીને કહાડશો.

[નવજીવન તા. ૨૩-૧૦-૧૯૨૧ માંથી]

# ( ૫ )

[મજૂરશાળાઓના મેળાવડા પ્રસંગે મિરઝાપુર સેવાશ્રમના ચોગાનમાં અપાયેલું વ્યાખ્યાન]

ઘણા દિવસે હું તમારી પાસે આવ્યો છું. તમને મળ્યે અઢી મહિના થયા. આ દરમિયાન કેટલા યે બનાવો બન્યા છે, અને હજી કેટલા બનવાના છે તેની તમને કે મને ખબર નથી. જે પ્રમાણે ખુદા આપણને રાખે તે પ્રમાણે આપણે રહેવાનું છે.

આજે દેશમાં જે બની રહ્યું છે તેનો તમને ખ્યાલ આપતા પહેલાં તમારી વાત પર જ હું પ્રથમ આપવા માગું છું. મેં સાંભળ્યું છે, કે મજૂરભાઇઓ વચ્ચે અને મિલમાલિકો વચ્ચે કેટલીક ગેરસમજ ચાલી રહી છે. આ બાબતમાં પંચ હજુ મળવાનું છે. પંચ ચૂકાદો આપે ત્યાં સુધી ધીરજ રાખવી જોઇએ. એક વખતે મજૂરો અધીરા થયા હતા, પણ આખરે તેમણે પોતાના સલાહકારોનું સાંભળ્યું અને હડતાલ મોકૂફ રાખી.

શેઠિયાઓ કબૂલ કર્યા પ્રમાણે અનાજની દુકાનો કહાડી શક્યા નથી. આ બાબતમાં મારાથી જે બની શકે તે કરીશ. આપણે અધીરાઇ ન કરવી ઘટે. હડતાલો ઝટ પાડવી નહિ. જે ઇન્સાફ માગે છે તેણે રાહ જોવી જોઇએ. આપણે પંચની દરમિયાનગિરી પસંદ કરેલી છે. તેઓ આપણને જે આપે તેટલું જ આપણે લઈએ. જે મજૂરો મહાજનની અંદર નથી તે વધારે લાભ મેળવે એ બનવાજોગ છે. તેઓ મહાજનમાં હોત તો તેમને તે લાભ ન મળત એ સંભવિત છે.

કેટલીક વાર આપણે જે માગીએ તે આપણને મળે છે; પણ આપણે તે ન માગવું જોઈએ. જો માગીએ તો જે તહો-

મત આજે માલિકો પર છે તે જ આપણી ઉપર આવે. તેઓ લોકોના દુઃખનો ખોટો લાભ લે છે એ તેમના ઉપરનું તહોમત છે. ભાવ વધ્યા છે એનો અર્થ બીજો શો હોઈ શકે? આપણે તેમના જેવા ન થવું ઘટે. આપણી માગણી વ્યાજબી હોવી જોઇએ. મજૂરોની માગણી તો વ્યાજબી જ હોય છે.

## ભાગીદારોનો સંબંધ

મજૂરોનો માલિક સાથેનો સંબંધ ભાગીદાર જેવો હોવો જોઇએ. બાપ-દીકરાનો જે સંબંધ હોય છે તેવો સંબંધ માલિક અને મજૂર વચ્ચે હોય એ જ યોગ્ય છે. જેમ દીકરો બાપના જ્ઞાન અને અનુભવનો લાભ લે છે તેવી મજૂરોની સ્થિતિ હોવી જોઇએ. માલિક મજૂરોને ચૂસે નહિ અને મજૂરો માલિકને છેતરે નહિ એવી સ્થિતિ લાવવા માટે હું પ્રયત્ન કરી રહ્યો છું.

## ખાદી પહેરો

હજી આપણે પરદેશી કપડાં કહાડવા તૈયાર થયા નથી. મજૂરોને તો ખાદી જ શોભે, મજૂરો એટલા બધા ગરીબ નથી કે તેઓ ખાદી ન વાપરી શકે. તેઓ ખાનદાન પોશાક જ પહેરે. પોતાનું સુતર, પોતાનો રેંટિયો, પોતાની શાળ તેઓ રાખી શકે. અને પોતાને હાથે ખાદી વણીને પોતે પહેરે. તેમ ન બને ત્યાં સુધી મારી પેઠે લંગોટી પહેરવી પડે તો પણ બહેતર.

હું કહું છું તમે બજારની ખાદી પણ ન પહેરો. હાથની જ અને તમે પોતે તૈયાર કરેલી ખાદી વાપરો; પછી પૂછજો કે સ્વરાજ કેમ ન મળ્યું, ખિલાફતનો ઈન્સાફ કેમ ન મળ્યો? હું તમારા એ બધા સવાલોનો જવાબ આપવાને તયાર બેઠો છું.

૩૦

# ખુદાથી જ ડરજો

સરકાર મને પકડશે એવી અફવા ઊડી છે. મને પકડવાનો સરકારને હક છે. અલીભાઇઓની જ ભાષા મેં વાપરેલી છે. સરકારથી આપણે ન ડરીએ. ખુદાથી જ ડરીએ. મારા ધર્મ પ્રમાણે તો ખૂનામરકી એ આપણે માટે પાપ છે. અને જ્યાં-સુધી હિન્દુ–મુસલમાન વચ્ચેનો દસ્તાવેજ કાયમ છે ત્યાંસુધી મુસલમાનને માટે પણ અશાન્તિ અથવા ખૂનામરકી એ હરામ હોવી જોઇએ. મને પકડે તો તમારાથી મકાનો ન બળાય. ગુસ્સો પણ તમે નહિ કરતા. કોઇને ગાળ નહિ આપતા. આજે તમે સ્વદેશીમાં મોળા હો તો મને પકડ્યા પછી તેમાં બહાદૂર થાઓ. મને પકડ્યા પછી રાત અને દિવસ રેંટિયા ચલાવો. હિન્દુઓ મુસલમાન વિષે તેમના મનમાં કાંઈ પણ મેલ હોય તે કહાડી નાખે. મુસલમાન પણ હિન્દુઓ વિષે પોતાના મનમાં મેલ હોય તે કહાડી નાખે. કોઈ પણ મજૂર દારૂ ન પીએ, ચોરી ન કરે, ઢેડ કે ભંગીને અસ્પૃશ્ય ન ગણે. એ આશા હું તમારી પાસેથી રાખું છું.

હવે હું ફર્યા કરવા નથી માગતો. મારી પાસે હવે નવા વિચારો નથી, નવી ભાષા નથી. હવે હું કામ જ જોવા ઇચ્છું છું.

આવા મેળાવડામાં હું હવે આવી શકીશ નહિ. આટલો વખત પણ બચાવવો મારે માટે મુશ્કેલ છે, માટે મને આવાં કામોમાંથી મુક્ત કરવો જ જોઇએ. મારો મોહ છોડીને મેં બતાવ્યાં છે તે કામ કરતા થઈ જાઓ તેમ કરશો તો સ્વરાજ આપણા હાથમાં છે.

[ નવજીવનનો વધારો તા. ૨૩–૧૦–૨૧ માંથી ]

# ગ્રંથસેવનનો મહિમા

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं । किं तस्य शुष्कैश्चपलाविनोदैः**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા-વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (સ્ત્રીના-લક્ષ્મીના) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો, તેથી મને એ બાર વધારે જેલ મળત તો પણ હું કાયર થાત નહિ; એટલું જ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખ-ચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગાએ એકાંતવાસ સહેલાઈથી વેઠી શકે છે. × × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો." —મ૦ ગાંધીજી

"પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી, નિરાશાનો નાશ કરે છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો પણ એ ગ્રંથો જ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કીમતી છે?"

"ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે, અને જેમ-જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમતેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીઓએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શો તફાવત?"

---